## શ્રી મોઢ ઘાંચી હિતવર્ધક સભા મુંબઇ.

લેખમાળા નં૦ ૨.

# આપણો ધર્મ

અથવા

# જ્ઞાતિ પ્રતિ આપણી ફરજ.

છે કોઈ માયનો પૂત, દીધું દેહ જેણે જ્ઞાતિ સેવા માટે;
છે કોઈ સેવામાં ચકચૂર, જપ્યો જાપ જેણે જ્ઞાતિ હિતને માટે.
છે કોઈ વેપારી વીર, કરી કમાણી જેણે જ્ઞાતિ સેવા માટે;
છે કોઈ સત્યાગ્રહી ધીર. કર્યો સત્યાગ્રહ જેણે જ્ઞાતિ હિતને માટે.
ચઢે છે કોઈને શૂર, જ્યાં માતૃ સેવાના ડંકા વાગે;
સદ્ભાગ્ય એ જ્ઞાતિનાં દૂર, જ્યાં સુધી એ વીરલા ન જાગે.

છપાવી પ્રગટ કર્તા.

**ગાંડાભાઇ મૂળચંદ ચશ્માવાળા**

શ્રી નિબંધ પ્રસારક ફંડના તંત્રી.

પ્રસિદ્ધ કરવાનું સ્થળ (ભૂલેશ્વર મારકેટ) મુંબઈ.

સુરત ચકલાના પુલપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં
**નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.**

# શ્રી મોઢ ઘાંચી હિતવર્ધક સભા.

## મુંબાઇનું પ્રથમ સંમેલન.

આ સંમેલન ચાલુ સાલમાં ચૈત્ર વદ ૨ તા૦ ૨૮-૪-૧૮ને રોજ ગલાલવાડીમાં આવેલી ક્ષત્રિયની વાડીમાં મળ્યું હતું. પુરુષ-વર્ગની સંમેલનમાં હાજરી લગભગ પોણોસો હતી અને સ્ત્રીવર્ગ પણ તેજ પ્રમાણમાં હતો. કાર્ય લગભગ સ્ટાન્ડર્ડ સાડાપાંચ વાગે શરૂ થયું હતું. આરંભમાં મંગલાચરણ થયાં બાદ રા. રા. હરિલાલ મંછારામે પધારેલા સજ્જનો તથા સન્નારીઓનું સ્વાગત કર્યું હતું જે ભાષણ આ લેખમાળાના છેવટના ભાગમાં છાપવામાં આવ્યું છે. આશા છે કે પ્રિય જ્ઞાતિસજ્જનો તે વાંચી લેવા કૃપા કરશે. એ પ્રસંગે મુંબઇની આપણી જ્ઞાતિની પંચના શેઠ રા. રા. મગનલાલ આત્મારામે, રા. રા. ગુલાબદાસ અમથાભાઈ ગજ્જરને સંમેલનનું પ્રમુખપદ સ્વીકારવા આગ્રહ કર્યો હતો; જ્યારે રા. રા. નાનાલાલ ઝીણાભાઇએ એ દરખાસ્તને ટેકો આપી રા. રા. ગાંડાભાઈ મૂળચંદ ચસ્માવાળાને ઉપપ્રમુખ તરીકે વિરાજમાન થવા સૂચવ્યું હતું. આ બન્ને ગૃહસ્થોએ સભાજનોની તાળીના અવાજ વચ્ચે પોતાનાં યોગ્ય સ્થાન સ્વીકારી, તેઓની સભાના નેતા તરીકેની જે પસંદગી કરી. તે માટે સર્વનો આભાર માની કાર્યક્રમ આગળ ચલાવવા વિનતિ કરી હતી. પ્રથમ અભ્યાસ કરતા બાળકોએ તૈયાર કરેલા મુખપાઠો રજુ કર્યા હતા. આ મુખપાઠોમાં જ્ઞાતિ સેવાનો મુખપાઠ અતિ આકર્ષક અને અસરકારક હતો. ત્યાર બાદ રા. રા. ઠાકોરદાસ નગીનદાસ, રા. રા. ડાહ્યાભાઇ ઘેલાભાઈ ચપટવાળા, રા. રા. ઉત્તમરામ હીરાભાઇ, રા. રા. નાનાલાલ ઝીણાભાઇ વિગેરેએ આપણી

જ્ઞાતિ સંબંધી અગત્યના વિષયો ચર્ચ્યા હતાં. છેવટમાં રા. રા. નાનાલાલ ઝીણાભાઇએ એક ઠરાવ નીચે પ્રમાણે રજુ કર્યો હતોઃ—"શ્રી મોઢ ઘાંચી નીતિવર્ધક મિત્રમંડળને જાગૃત કરવા જે પ્રયાસ ચાલુ થઈ રહ્યો છે અને એ મિત્રમંડળ તરફથી જે યોજના પ્રગટ થઇ છે તેની સંપૂર્ણ ફતેહ આજનું સંમેલન ઇચ્છે." આ ઠરાવને ઉપપ્રમુખે પોતે પુરતો ટેકો આપી તે પસાર કરવા સભાજનોની સંમતિ મેળવી હતી, અને સભાજનોએ સર્વાનુમતે ઉપપ્રમુખની સહી સાથે એ ઠરાવ મિત્રમંડળના તંત્રીને રવાના કરવા ઇચ્છા દર્શાવી હતી. સંમેલનમાં નોંધ કરવા લાયક એ હતું કે '**શ્રી નિબંધ પ્રસારક ફંડ**"માં ઘણી સારી રકમ ભરાઇ હતી, અને શરૂઆતથી તે લગભગ છેવટ સુધી શાંતિ જળવાઇ રહી હતી. સંમેલનની પૂર્ણાહુતિ દરમ્યાન ભોજનાલયમાં આપણી જ્ઞાતિ તરફથી બ્રહ્મભોજન થયું હતું. અને સંમેલનના વિસર્જન થયા બાદ સર્વ સભાજનો પ્રસાદી આરોગવા ભોજનાલયમાં ગયા હતા.

---

# આપણો ધર્મ અથવા જ્ઞાતિપ્રતિ આપણી ફરજ

ન જેને હામ છે ઠરવા, ઉની જવાળાથી ઉગરવા;
બોની મીઠી હુંફે ઠરવા, કહી મ્હારૂં અમ્હારૂં છે.

સદા તેને અમે દઇશું, અરેરે ! હામ ઠરવાને;
દુઃખીના દુઃખડાં કાપી, સદાના સુખી કરવાને.

**માતા** અમારી **જ્ઞાતિ** છે, હિત જરૂર એનું ચાહીશું;
સૌ સંપમાં ભેળા થઇને, દુઃખદ સઉ દૂર કાઢશું.

ધર્મ વિદ્યા અને ધનથી, ઉન્નતિ છે જ્ઞાતિની;
એ ઉન્નતિના માર્ગમાં, ઉજ્જવલિત કાર્ય બજાવીશું.

**કાલીદાસ.**

[તંતં.........તરરર.........ધર[illegible]]

અરર ! હા ! આ નાદ શાનો ? મહાભારતનું યુદ્ધ તો ફરી શરૂ નથી થયું ને ? હેં, શું કાંઇ દવ લાગ્યો છે ? ના, ના, એમતો નથી, હાલની ડામાડોળ સ્થિતિમાં સમાજને ઉત્સાહી સેવકોની જરૂર છે, તે માટે એ તો ઉત્સાહને પ્રેરતો, સમાજ સેવાના દિવ્ય રસને યુવકોના ભાવિક હૃદયમાં રેડતો વાંજીત્રનો ધ્વનિ છે. વળી આ બીજી બાજુ મધુર અને આનંદસૂચક સ્વર શાનો સંભળાય છે ? ખરે ! એ તો સત્યાસત્યના રણસંગ્રામમાં સત્યનો જય સૂચવતું વાદ્ય વાગે વાગે છે. સુધારા અને કુધારાના ક્લેશક કાશનો અંત આણતું મધુર ગાયન શરૂ થયું છે, શાંતિ દેવીની મંગલમય પધરામણીની આશામાં તેના સ્વાગતની તૈયારી થઇ રહી છે.

પણ આ તો સ્વપ્ન કે બીજું કાંઇ ? આંખો ફાડી જોતાં મને તો કાંઇ વિચિત્ર ભાસે છે. અન્ય કોમ આગળ વધે છે ત્યારે હજુ આપણે તો સ્ત્રીઓની માફક ફકત ઘર કામકાજમાં ઉદરનિર્વાહની (પેટ ભરવાની) સામગ્રી સંભારવામાંજ રોકાઇ રહ્યા છીએ. ભલા હવે તો સમજો. શું આપણે તે સંપૂર્ણ સુધારક અને સમાજને દીપાવવા લાયક છીએ ? પ્રિય જ્ઞાતિ સજ્જનો, જુઓ, અન્યત્ર સમાજમાં સ્ત્રીઓ પણ પોતાનું જીવન, સાફલ્ય કરવા બહાર પડી ચુકી છે, અને આપણને જીવનસાર્થક કરવા માર્ગ ન જડે એ સંભવે એમ છે ? અને એ સંભવિત એમજ માનવું હોય તો તેવી વ્યક્તિને (પુરુષને) ડગલો, ધોતિયું, પાઘડી વગેરે કરતાં સાલ્લો અને કંકણ સારી રીતે શોભાવશે; પણ અમે નથી ધારતા કે એટલે સુધી આપણી બુદ્ધિ બહેર મારી ગઇ હોય કે આપણો સમાજ આટલે દરજ્જે બુદ્ધિભ્રષ્ટ હોય.

પ્રિય, મેંઢ ક્ષાંત્રી મૈયાના સંતાનો, પ્રથમ લેખમાળાએ આપણી જ્ઞાતિની પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો છે. "શાણો સમજે સાનમાં" જે સમજાવ્યું તે ટૂંકમાં અને એ ઉપરથી એટલું તે કળી શકાય છે કે આપણી જ્ઞાતિ સમાજમાં કેવો દરજ્જો ભોગવે છે.

કહેવાની કાંઇ જરૂર નથી. સૌના હૃદય સમજે છે. આપણી કોમ કે જેના આપણે સર્વ અત્યંત ઋણી છીએ તે ઉચ્ચતમ સ્થિતિએ કયે પ્રકારે પ્હોંચી શકે તેનું જરા લંબાણથી વિવેચન આ લેખમાળા નં. ૨ માં કર્યું છે.

**આપણો ધર્મ**—એ વિષે નિબંધ લખાય તો પાનાનાં પાનાં સમાઇ જાય. પણ આપણું લક્ષ્ય બિંદુ જ્ઞાતિમૈત્રી તરફ છે, એટલે એ પ્રતિ ધર્મના પ્રશ્નો હાથ ધરીશું. ધર્મનો સામાન્ય અર્થ ફરજ છે. **જ્ઞાતિપ્રતિ આપણી ફરજ**—એનો ટુંકમાં અર્થ એટલોજ કે "આપણે આપણી જ્ઞાતિના સર્વ સંતાનો વૃદ્ધ, યુવાન કે બાળક, શ્રીમંત કે, ગરીબ સર્વ તરફ પ્રેમમય, દયામય, ઉત્સાહી, પ્રામાણિક, નિઃસ્વાર્થી, દ્વેષરહિત, નિરભિમાની, નિષ્પક્ષપાતી, સત્યાર્થ શોધવાવાળી અને કોમને ઉન્નતિને માર્ગે ચઢાવનારી કર્તવ્યપરાયણતાથી (કાર્ય કરવાની શક્તિથી) જોવું એવો થાય છે. એ અનુસાર આપણે ફરજનું દૃષ્ટાંત સિદ્ધ કરીએ તો આપણી જ્ઞાતિની તો શું પણ જન સમાજના હિતની સાધના દૂર નથી.

કોઇ પણ કાર્યના ફળની મહત્તા કરતાં તેના માર્ગની મહત્તા વિશેષ કરી ઇચ્છવાજોગ છે. આ માન્યતામાં ફરજનું તત્ત્વ સમાયલું છે, અને એજ પુરુષાર્થનો પાઠ શીખવે છે. અંગ્રેજીમાં એક સૂત્ર છે કે "જે પોતાની જાતને મદદ કરે છે તેને ઇશ્વર મદદ કરે છે." આનો સરળ અર્થ એ થાય છે કે આળસુ થઇ બેસી રહેવાથી ધારેલાં કાર્ય પાર પડતાં નથી; તેને માટે પુરુષાર્થની ખાસ જરૂર છે. કાર્ય કરવાની ભાવના સૌને થાય એ સ્વભાવિક છે; પણ એ ભાવનાને પ્રગટ કરી અન્યને તેજ વૃત્તિથી દોરવવા એ દુર્ઘટ છે. "મનમાં માંડવું અને મનમાં રાંડવું" એમાં કાંઇ કાર્યસિદ્ધિ નથી. જો એ સદ્‌ભાવનામાં પૂર્ણ શ્રદ્ધા રાખી, જાહેરમાં મૂકી, પોતાના મિત્રોને દોરવી પ્રયાસ કરે તો ખરી લાગણીવાળા જ્ઞાતિ મૈત્રીના ભક્તો સત્વર ઝંડામાં વીંટળાઇ પોતાનાં તન અને મનના બળે, અરે, ખરેખર

પોતાના આત્મબળે જ્ઞાતિ મૈયાને અધોગતિની અડફટમાંથી રક્ષણ કરી. ઉન્નતિના શાંતિ સ્થળે મૂકે એ નિઃસંદેહ છે.

જે કાર્ય હાથ ધરો તેમાં જો અગ્રેસરોનો કોઇ પણ પ્રકારનો અંગદ સ્વાર્થ સમાયો હોય તો તે કાર્યની સમાજ ઉપર જે અસર કરવા આશા રાખતા હોય તેનું સત્યાનાશજ વળ્યું સમજવું. જે જે મહાન્ સંસ્થાઓના રામશરણુ થયાનાં કારણો શોધવામાં આવ્યાં છે, તેમાં આ મુખ્ય છે. હુંપદ, મમત્વ વિગેરે સમાજસેવકના કટ્ટા દુશ્મન છે. સમાજના આગેવાનોની પડતીમાં એ પોતાનો મુખ્ય ભાગ ભજવે છે. મોટાઇ અથવા માનની અપેક્ષારૂપ મોહક મીનાક્ષી (સુંદર સ્ત્રી) સમાજ સેવકને લાલચમાં લપટાવે છે. આ ઉપર્યુક્ત દૂષણોથી લેપાયલો સમાજ સેવકમાં નામ ખપાવતો ગૃહસ્થ એક દાંભિક છે, ઉજળો ઠગ છે, ધોળે દિવસે લૂંટનાર શાહુકાર છે. કમનસીબ હોય આપણા કે એવા જ્ઞાતિ સેવક જ્ઞાતિમાં પાકે. એવો ગૃહસ્થ જ્ઞાતિનો સેવક તો શું પણ જ્ઞાતિના સંતાનોના પગરખાં (બૂટ) સાફ કરવા લાયક પણ નથી તો હે જ્ઞાતિસેવાના અભિલાષીઓ, આ દૂષણોથી દૂર રહેવાની આપણી ફરજ નથી?

સેવા ધર્મ અખત્યાર કરવામાં કોઇ પણ ડીગ્રી, ઇલ્કાબ અથવા પૂછડાંની જરૂર નથી. પણ તે માટે તો **પ્રેમ અને સમભાવની ઝરણીમાં રસબસ થએલા હૃદયની, સમાનતાથી પૂર્ણ એવી આંખોની, અને વિવેકી નિરભિમાની તેમજ શાંત મગજની જરૂર છે.** ડીગ્રી,-ઇલ્કાબ અને ઉપનામો લૌકિક છે, અને પક્ષપાતી હોય એ સંભવિત છે. પણ આ તો સાક્ષાત્ પરમાત્મા તરફથી મળેલી બક્ષિસ તે પક્ષપાતી સંભવેજ કેમ? આ દિવ્ય બક્ષિસની પ્રાપ્તિ જેવી તેવી નથી. એ તો પરમાર્થ અને પરોપકારનાં કાર્યો માટે હક્કદાર ઠેરવે છે, જનસમાજના નેતા તરીકેની લાયકાત સાબિત કરે છે. વિચાર કરો આ ઉપરથી મારા આત્મ બંધુઓ,

જ્ઞાતિ સેવા એ આપણી ફરજ છે અને એ ફરજ બજાવવામાં ઉપર્યુક્ત લાયકાત મેળવવી અગત્યની છે કે કેમ?

વળી એ ઉપરાંત શ્રીકૃષ્ણ પરમાત્માએ મહારથી અર્જુનને નીચે પ્રમાણેના પરમાર્થી, પરોપકારી અને બોધદાયક જે વચનો કહ્યાં છે તે મનન કરવા લાયક છે:—

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥**

ભ. ગી. ૯–૨૭

**અર્થાત્:**—"હે કુન્તાના પુત્ર અર્જુન, જે તું કરે છે, ખાય છે, યજ્ઞ કરે છે, દાન કરે છે, તપ કરે છે તે સર્વ મને અર્પણ કર."

જ્ઞાતિ એક દેવી છે. દેવી એ પરમાત્માની શક્તિ રૂપ છે. આથી જે કાંઇ આપણે જ્ઞાતિને અર્પણ કરીએ તે પરમાત્માની શક્તિને અર્પણ કર્યા જેવું છે, અને શક્તિને અર્પણ કર્યું એ શ્રી સાક્ષાત્ પરમાત્માને અર્પણ કર્યું એમ અમારૂં માનવું છે. અર્જુન જેવા મહાન નરને જેટલા પ્રમાણમાં ઉપર્યુક્ત શ્લોક ઉપદેશરૂપ છે તે કરતાં પણ વિશેષ આપણા જ્ઞાતિ ભક્તોને છે જરા ઉંડાણમાં જવાથી એ શ્લોકનું વિશેષ અજવાળું પડશે. આ ઉપદેશનું મનન હંમેશ સ્વાર્થમય વૃત્તિથી દૂર રાખી ઉદારતાનો ઉપયોગ બતાવે છે. પ્રેમી જ્ઞાતિ હિતેચ્છુઓ, આટલુંજ ધ્યાનમાં રાખી જે કાંઇ જ્ઞાતિ સેવા કરીએ તે ફરજ સમજી કરીએ, તો પછી ખામી શી? આ મારૂં કર્તવ્ય છે અને એજ મારી ફરજ છે. એમ સમજવું એમાંજ જ્ઞાતિની શોભા છે અને ખરેખરી કાર્ય દક્ષતાનો આદર્શ એજ છે. એથી જે જ્ઞાતિ તરફ આપણું લક્ષ્ય છે તે સાધ્ય થાય, એમાં જરાએ શંકા નથી.

• જ્ઞાતિઉન્નતિ અથવા તો હિત, બજારમાં વેચાતું મળતું નથી, ખાણો ખોદવાથી જડતું નથી, પર્વતો ફાડી નીકળતું નથી, દૂર સાગર મહા સાગરમાં છુપાતું નથી; એ તો આપણી નજીકજ છે. પણ કેટ-

લીક દુર્વૃત્તિઓ એનો ઉપભોગ કરતાં આપણને અટકાવે છે. જો જ્ઞાતિ ઉન્નતિના આનંદમાં મ્હાલવું હોય તો પોતાને વિષે વિચાર કરી ઉત્સાહી બનો, ઐક્ય સ્થાપો, અંગત રાગદ્વેષને પડતો મૂકો, સદાનો સ્નેહ સાધો અને સંપને વધારો આમ બનશે તો જરૂર "સંપ ત્યાં જંપ" છે. આપણે જ્ઞાતિના છીએ અને જ્ઞાતિ આપણી છે. **કર્મવીર મહાત્મા શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી** "હિંદના દુઃખે જે દુઃખી, સુખે વળી સુખી જે" એમ કહેવાય છે. તો ભાઈઓ, ભલે ભારતમાતાના નહિ તો પણ આપણી પોતાની જ્ઞાતિ મૈયાના સુખે સુખી, દુઃખે દુઃખી થવા આપણે નહિ ઇચ્છીશું ?

જો સ્નેહીને જોઇ સુખી, તમ હૃદય સુખમય ના થયું;
જો દેખી દુઃખી અન્યને, તમ હૃદય દુઃખે ના દ્રવ્યું,
કદી શબ્દથી કદી કર્મથી, સુખ ના દીધું દુઃખ ના હર્યું;
શા કામનું જીવ્યું તમારૂં, જીવી જગમાં શું કર્યું ?

**"મોહિની"**

આપણા જીવનનો એક મહામંત્ર છે એ મંત્રને સાધી ઉન્નતિનું જે પણ કાંઈ કાર્ય હાથ ધરીશું, તો તે સ્હેલાઇથી અને નિર્વિઘ્ને પાર પડે એમ માની શકાય

આપણે ઉજવળ વસ્ત્રાભૂષિત ખેલાડીઓ છીએ. શા માટે ? એ ખુલાસો પ્રિય વાંચક, તું પોતે મેળવી અન્ય શું છે તેનું તાત્પર્ય શોધજે. કદાચ ભૂલ માલમ પડે તો તે માટે મિથ્યા શોક ત્યાગી "ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો" બનવા કાળ હતું તે બની ચુક્યું છે. હવે વર્તમાન અને ભવિષ્ય કાળ વિષે વિચાર કરી વિચારવાનું શું ? ફક્ત એજ કે જે કાંઇ ખામી દીસે છે તેનું કારણ શું ? કારણ ફક્ત કેળવણીનો અભાવ.

કેળવણી સદ્વિચાર અને સદ્ભાવનાનું મૂળ છે. કેળવણીના અર્થનો ફક્ત અક્ષરજ્ઞાન અથવા શાળા શિક્ષણમાં સમાવેશ થતો નથી. પણ જે શિક્ષણથી અથવા ઉપદેશથી મનુષ્યના મગજમાં સાત્વિક જ્ઞાનનાં બીજ રોપાય, તેનું નામ ખરેખરી કેળવણી.

❀ ❀ ❀

કર્તવ્ય મારૂં પોતાનામાં, આમ કરવામાં નહિ;
અહીંથી જઇ મહેનત કરૂં, સંતાનને શીખવું કેમ.

"કમળકુમાર"

માટે આપણે આપણી ફરજ સમજી એ પ્રકારની કેળવણી આપણા સંતાનોને આપવા પ્રયાસ કરવો જોઇએ. બાળકનો પ્રથમ શિક્ષક તેની માતા છે. કેળવણીનો પ્રથમ પાયો બાલ્યાવસ્થામાં પોતાની માતાના શિક્ષણ અથવા ઉપદેશ દ્વારા રચાય છે. માતા ભૂતકાળમાં બાલિકા હતી, અને હાલની બાલિકાઓ ભવિષ્યની માતા છે. એક અંગ્રેજ લેખક કહે છે કે "**જે હાથે પારણું હીંચોળાય છે તેજ હાથ દેશને કાબુમાં રાખવા શક્તિમાન છે**" ઉત્તમ જ્ઞાતિ સેવકોની જરૂર હોય તો કન્યાઓને કેળવો. આ ઠેકાણે કહેવા ચુકીશું નહી કે હાલ આપણી કોમમાં કેટલીક સંસારવ્યવહારની ખટપટમાં સ્ત્રીવર્ગનો હાથ બહુધા છે, અને તેજ ખટપટો આપણી કોમની ઉન્નતિ માટે અંતરાય રૂપ છે. જો આ સ્ત્રીવર્ગ કેળવાયલો હોય તો પછી એનાથી બનતા પ્રસંગો વિવેકી અને વિચારવંત કેમ ન હોય? અને જ્યારે એ પ્રસંગો વિવેકી અને વિચારવંત હોય તો તેના રૂડાં વાનાં ચાખવાને આપણે ભાગ્યશાળી કેમ ન થઇએ? અલબત્ત થઇએજ. તો પછી "**કન્યા કેળવણી**"ની આપણને ખાસ ખોટ છે. તેથી આપણે આપણી બાળકીઓને કેળવી એ ખોટ ધીમે ધીમે પુરવા પ્રયાસ કરવો આવશ્યક છે.

આ તો આપણા નિકટના સંબંધીઓ વિષે ચર્ચા થઇ એથી આપણું કર્તવ્ય પુરૂં થતું નથી. કર્તવ્યના ક્ષેત્રમાં ઝઝુમવાની કાંઇ હદ બાંધી શકાતીનથી. એ ક્ષેત્રમાં ગમે તે સમયે ગમે તે સ્થાને ઝઝુમવાનો સર્વને હક છે. તો હવે કેળવણીને અંગે આપણી જ્ઞાતિપ્રતિ વિચાર કરીએ.

આપણી જ્ઞાતિનાં સાધન રહિત ગરીબ બાળકોને શિક્ષણ આપવા તેઓનાં પુસ્તક અને શાળાને અંગે થતા ખર્ચ માટે બંદોબસ્ત થવો જોઇએ. કેળવણીના ઉત્તેજનાર્થે વિદ્યોત્તેજક ફંડ હોવું જોઇએ, જેમાંથી વિદ્યાના ઉત્તેજનાર્થે શિષ્યવૃત્તિ (સ્કૉલરશીપ) અપાય તથા ઇનામ વહેંચવાના મેળાવડા થાય. આ સિવાય કેળવણીને અંગે આપણી બહોળી કોમમાં છાત્રાલય (બોર્ડિંગ હાઉસ) હોવું જોઇએ. પણ એ સર્વ પૈસા વિના કાંઇ બની શકતું નથી. જો જ્ઞાતિના શ્રીમંત સજ્જનો પોતાની કોથળીના મોઢાં છુટા મુકે તો એ સર્વ સામગ્રી ઝટ વારમાં મેળવી શકાય એમ છે. "મગર એ કયા દિન કે મીયાંકે પાઉંમે જુતીઆં."

"પ્રેસ અને પ્લેટફૉર્મ" સુધારાનાં સાધન છે એવું પાશ્ચાત્ય સુધારકોનું મંતવ્ય છે. પ્રેસ એટલે વાંચનનો ફેલાવો કરવો એટલે કે સુધારાને લગતું જ્ઞાતિ તરફથી એક ચોપાનિયું પ્રગટ થવું જોઇએ. એક લાયબ્રેરી (વાંચનાલય) હોવી જોઇએ કે જેનો લાભ જ્ઞાતિના સર્વ લઇ શકે. પ્લેટફૉર્મ એટલે વક્તૃત્વ શક્તિ ખીલવવા વિચારોની આપ લે કરવી અને મનસ્વી વિચારો બેધડક જણાવવા. આ યોજના અમલમાં મૂકવા માટે જ્ઞાતિમાં એક સ્થાનિક સંસ્થાની જરૂર છે, અને એવી એક સંસ્થા **સુરતમાં શ્રી સુરત મોઢ ઘાંચી નીતિવર્ધક મિત્રમંડળના** નામાભિધાને છે. આ મિત્રમંડળ **તરફથી** સુરત બરાનપુરી ભાગળના ધોરી રસ્તા ઉપર આવેલા એક મકાનના માળ ઉપર લાયબ્રેરી (વાંચનાલય) જ્ઞાતિના સર્વ માટે જાહેર ખુલ્લી મુકવામાં આવી છે; આ સંસ્થાની તેમજ એના કાર્યની મહત્તા સમસ્ત જ્ઞાતજનો ઉપર આધાર રાખે છે. એનું જીવન અને મરણ પણ સમસ્ત જ્ઞાતિસજ્જનોને અધીન છે. તો પછી એવી સંસ્થાને અને આપણા જ્ઞાતિઉન્નતિના પ્રશ્નો હાથ ધરતી અન્ય સંસ્થાઓને તન, મન અને યથાશક્તિ ધનની મદદ કરવી એ આપણી ફરજ નથી ?

મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે. તો કદાચ આવી સંસ્થામાં ખોડ ખાંપણ પણ હોય. આ ખોડખાંપણની કાયર માફક નિંદા કરવી તેના કરતાં ખરા મરદના સ્વરૂપમાં પ્રગટ થઇ તે ખોડખાંપણ દૂર કરવા પ્રયત્ન કરવો એમાંજ મનુષ્યત્વ છે. મિત્રમંડળ અને વાંચનાલય સંબંધી એક લંબાણ લેખ ભવિષ્યમાં પ્રગટ કરવા વિચાર છે. એટલે એ વિષે વધુ વિવેચન ન કરતાં વાંચન કેટલું જરૂરનું અને લાભકર્ત્તા છે તે માટે આ નીચેની કવિત ઉપર આપનું ધ્યાન ખેંચું છું.

**શિખરિણી.**

રચ્યો આ ભૂમિમાં, શશિ જગતના તાપ હણવા;
સૃજી ગંગા પાપો, કલુષ જનનાં નષ્ટ કરવાં.
વળી કલ્પ્યાં વૃક્ષો, દુઃખિતજનનાં દુઃખ હરવા;
દયાળુ હશે એ રચી જગતને સુખી કરવા.
રચી કિંતુ હશે, ત્રણને બદલે એકજ જગે;
દુઃખો, પાપો, તાપો, સુજન સઘળાં નાશ કરશે.
રચાયાં છે ગ્રંથો, સુજન મુખથી આજ જગમાં:
અને તેથી ગ્રંથો, સુજન સમ માનીજ લેવાં.

**તોટક.**

ગણશો યદિ ગ્રંથ સુસંગ રૂપે, શીખ રૂડી સદા તમને મળશે,
તમ તે દુઃખ પાપને તાપ હરે. યદિ ભાવ વડે ચિતમાંજ ગ્રહે.
સુખ ઐહિક એકલું ના મળશે, પરલોકનું સાથ વિશેષ દીસે;
સુખ સંપતિનો વળી લાભ થશે, ભૂમિનાથ કૃપાળુ સદા બનશે.

**ઉપસંહાર**—આપણો ધર્મ એ વિષય ઘણો ગૂઢ છે, અને અર્થ અતિ વિશાળ છે. ધર્મનો સામાન્ય અર્થ ફરજ પણ લઇ શકાય. જ્ઞાતિ તરફ આપણું ખાસ ધ્યાન છે. એટલે જ્ઞાતિ પ્રતિ આપણી ફરજ એ વિષય ઉપર લક્ષ આપ્યું છે. જ્ઞાતિ પ્રતિ આપણી ફરજનો ભાવ જ્ઞાતિ સેવામાં સમાઇ જાય છે. આ લેખના પાનાં ઉકલાવતાં જ્ઞાતિ

જવાનું વિશેષ કરી અગત્યાનું પડે છે, તો તે અમારા અલ્પજ્ઞાન અનુસાર કદાચ વિષયાંતર થએલો કહેવાય નહિ. પછી તો પ્રિય વાંચકને જે સત્ય ભાસે તે ખરૂં. અસત્યનો તિરસ્કાર અને સત્યનો સ્વીકાર એ બન્ને ફરજ, સાથે એક સરખો સંબંધ ધરાવે છે. લેખના અગ્ર ભાગમાં સમાજ સેવકની પડતીનાં કારણો દર્શાવ્યાં છે. એ કારણો ઉપસ્થિત ન થવા દેવા એ આપણી ફરજ છે. ધર્મ છે. અને બાકીના ભાગમાં જ્ઞાતિની ઉન્નતિ અથવા હિતને અંગે શું શું કરવું અગર અમલમાં મૂકવું તે સૂચવ્યું છે. આ સૂચનાનું પાલન કરવાની સર્વ જ્ઞાતિ હિતેચ્છુકોની ફરજ છે એમ કહેવા અથવા એ અમલમાં મૂકવા કોઇ જ્ઞાતિનો સાચો સંતાન આનાકાની કરશે નહિ. જે યત્કિંચિત આ લેખમાં છે તે "અમારા વિચારો ઉત્તમ છે" એવા અભિમાનથી નહિ પણ જ્ઞાતિના એક બાળકના હૃદયના ઉદ્ગાર સિવાય વિશેષ કાંઇ નથી. આ લેખ દોષને પાત્ર ન હોય એમ તો કહી શકાય નહિ. પણ જો દોષ માલમ પડે તો અમારી બાળક બુદ્ધિપર દૃષ્ટિ કરી, ક્ષમા અર્પી સુધારીને વાંચી મનન કરવા વિનંતિ કરીએ છીએ. આથી વધુ તે શું કહીએ? અહીંજ સેવક લેખનો અંત આણું છે.

ૐ શાંતિઃ । શાંતિઃ ॥ શાંતિઃ ।।।

## તંત્રીના બે બોલ.

કૃપાવંત જ્ઞાતિ હિતવત્સલભાઇઓ, કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે આ લેખમાળા નં. ૨ પ્રગટ કરવા ઢીલ થઇ છે, તે માટે પ્રથમ તો આપની ક્ષમા યાચીશું. લેખમાળા નં. ૧ આપની સેવામાં છે, અને લેખમાળા નં. ૨ વળી હાલ રજુ થાય છે. આ બન્ને લેખની વસ્તુસ્થિતિ તપાસી, યોગ્યાયોગ્યની તુલના કરી અમને સન્માર્ગે દોરવશો તો કૃપા થશે. આપણી કોમની સ્થિતિ જોતાં અને તે ક્યા વાતાવરણમાં વિચરે છે તે તપાસતાં શ્રી નિબંધ પ્રસારક ફંડની અમલમાં મૂકાયલી યોજના

છે કે કેમ, તે વિષેના અભિપ્રાય જ્ઞાતિઉન્નતિમાં આનન્દ તરફથી મળવા આશા રાખીએ છીએ. સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ, ના નં. ૧ ના પાના ૭ માંના "એ બોલ" તરફ પુનઃ આપનું રવા આગ્રહ કરૂં છું. "સાત પાંચની લાકડી ને એકનો બોજ" કામ વેપાર સંબંધી અને તેને લગતી બીનાંઓમાં જેવી પડતી છે, તેમ કોમની ઉન્નતિ અને એની આંતરિક સ્થિતિની માં આગળ વધે તો સ્વર્ગમાં આપણા પૂર્વજો આનંદ પામી ની વૃષ્ટિ કરશે, અને અત્રે આપણી ભવિષ્યની પ્રજા, જ્ઞાતિ-ઉમહોદયમાં મ્હાલી આનંદના મંગલ ગીત ગાશે જેનો મધુર ની આપણું જ્ઞાતિ હિતમાં તલપતું અને આશામાં રમતુ ન સંતોષાશે?

## જ્ઞાતિ સેવકનો ઉદ્ગાર.

રાત્રિ વીતી છે. પ્રાતઃકાળ થયો છે. સૂર્યનો પૂર્ણ પ્રકાશ પડવા એ પ્રકાશને વવાઝોડું વાદળ લાવી અટકાવે તો તે શાંતિથી નાંખજો. હે શાંતિપ્રિય જ્ઞાતિસેવકો. સમાધાની વિના શાંતિ વીસ પચીસ વર્ષના વૃદ્ધો સમાધાની માટે પ્રયાસ કરે એ વિચાર નક તો ખરો. ત્યારે શું સમાધાની માટે કાંઇ ઉમરની આંકણી છે અથવા કાંઇ પરવાનો મેળવવો પડે છે? દરેક જ્ઞાતિ શુભે-કને સમાધાની પર લક્ષ દોરવીને માટે પ્રયાસ કરવા સમાન હક્ક છે.

## અમારી નોંધ.

**ફતેહમંદ થયા**—મુંબાઇ યુનિવર્સિટી તરફથી લેવાયલી પ્રથમ એલ. એલ. બી. ની પરીક્ષામાં રા૦ રા૦ તનસુખરામ ઉત્તમરામ ચેપટવાળા, બી. એ. રા૦ રા૦ મગનલાલ કેવળરામ દલાલ. ઇન્ટર મીડીએટમાં રા૦ રા૦ ડાહ્યાભુદાસ મથુરાદાસ, મેટ્રીકમાં રા૦ રા૦ ભગવાનદાસ દયારામ રાંદેરી પસાર થયા છે. ડીપાર્ટમેન્ટ ઓફ પબ્લીક

ઇન્સ્ટ્રકશન મુંબઇ તરફથી લેવાયલી સ્કૂલફાઇનલની પરીક્ષામાં રા૦ મગનલાલ છગનલાલ મોદી ફતેહમંદ નીવડયા છે.

**વાંચનાલય (લાયબ્રેરી) ખુલ્લું મુકાયું**—આપણી જ્ઞા તરફથી સુરત ઘાંચીશેરીમાં શ્રી સુરત મોઢ ઘાંચી નીતિવર્ધક મિ મંડળ તરફથી રા. રા. ભગવાનદાસ મૂળચંદ પશુભાઇવાળાના મુબા હાથે એક વાંચનાલય તા૦ ૯-૬-૧૮ને રોજ ખુલ્લું મુકવામાં આવ હતું. આ પ્રસંગે રા. રા. ભગવાનદાસે વાંચનાલય માટે એક આશરે રૂા. ૧૨)નું ભેટ કર્યું હતું. બરાનપુરી ભાગળના આ કોમના કેટલાક ઉત્સાહી વેપારીઓની ખાસ ફરમાસથી એજ લ ગઇ તા૦. ૧ ૭-૧૮ને દિને સરિઆમ રસ્તા ઉપર આવેલા મકાનના માળ ઉપર ઉપયુક્ત વાંચનાલય ખસેડવામાં આવ્યું છે. આ સમયે એકત્ર થએલા ગ્રહસ્થોમાંના કેટલાક ઉદારચિત્ત મહાશયો તરફથી પાંચ ખુરસી અને ત્રણ બાંક તથા બે પાટલી ભેટ કરવામાં આવ્યા હતા. એ ઉપરાંત અતિ હર્ષની બીના એ બની કે મકાનના ભાડાની વ્યવસ્થા એ લત્તાના આપણી કોમના ગાંધી અને અન્ય વેપારી વર્ગે પોતાને શીર ઉપાડી લેવા કબુલ્યું છે. શરૂઆતમાંજ આવો અમૂલ્ય આશ્રય મળ્યો જાય છે, તો ભવિષ્યમાં સુરત ખાતે એક ઉત્તમ વાંચનાલય તરીકે આ સંસ્થા આગળ પડશે એવી આશા રાખીએ છીએ.

## શ્રી મોઢ ઘાંચી હિતવર્ધક સભા.

### મુંબઇના પ્રથમ સંમેલન સમયેનું "આવકારનું ભાષણ."

સદ્ગ્રહસ્થો અને સન્નારીઓ,

ધન્ય છે ઘડી! ધન્ય છે જે પળ જાય છે તે! અને મુબારક રહો આ માંગલિક દિવસ કે અત્ર એકત્ર થએલા સર્વ સમુદાયો કે આજે આ સભાના રૂપમાં આપણે ભેગા થઇ અરસ્પરસ આનંદમાં ભાગ

ઇએ. આ **શ્રી મોઢ ઘાંચી હિતવર્ધક સભાના પ્રથમ** પ્રસંગે આપ મારા વડીલશ્રીઓને તથા સન્નારીઓને સ્વાગત આને તક મળે, એ મારા સદ્‌ભાગ્યની નિશાની સિવાય બીજું શું સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ, આપે શ્રમ લઇ આજની હાજરી આપી શોભા વધારી છે, તે માટે સભા તરફથી આ સન્માન સ્વીકારવા વિનતિ કરું છું. આજ ત્રણ વર્ષ થયાં આપણો ઉત્સવ થાય છે, પણ આવી સભાના રૂપમાં એવા થયા હોઇએ તો આ પહેલવહેલોજ પ્રસંગ છે. આનું કારણ કારણ એજ કે સમાજ શું છે તેની હવે આપણને લાગી છે. આપણને સમજણ આવી છે કે આપણી ની સમાજમાં કશીએ ગણત્રી નથી તેનું કારણ એ છે કે શા શું છે તેનો ખ્યાલ આપણને ઘણો ઓછો છે. કામ ખવે છે, તેમ જમાનો જમાનાને શીખવે છે. સમય એવો છે કે નામરદાને પણ શૂર આવે. આવી તકનો લાભ ન લો "ઘેર બેઠા ગંગાજી પધાર્યાં ને લાભ લીધો નહિ" તેવું જ્ઞાતિ સેવાનો પાઠ મુંબઇમાં વસતા આપણા ગણ્યાગાંઠયા માં ન શીખીએ અને શીખવીએ, તો સુરતની બહોળી જ્ઞાતિ એ વિષે વિચાર કરવો એ તો હવામાં કિલ્લા બાંધવા જેવું અમારી સભા તરફથી યોજાયલા "**શ્રી નિબંધ પ્રસારક ફંડ**" તે પ્રગટ થએલો "આપણી જ્ઞાતિની પરિસ્થિતિ"નો લેખ આપણા માં મોજુદ છે. એનાં પાનાં ઉથલાવતાં માલમ પડશે કે સેવા વના ઉત્પન્ન કરવાને આવા સ્નેહમંડળ, મિત્રમંડળ, સંમેલન, વાંચન ગેરે સાધનો છે. આમાનું એકે સાધન આપણી પાસે અત્યાર સુધી ન હતું પણ હવે આપ સર્વની કૃપાથી એ સાધનો મેળવતા થયા છીએ, અને પુરતા મેળવવા આશા રાખીએ છીએ. અમારી સભા ક્યારે અસ્તિત્વમાં આવી, તેણે શું કર્યું અને શું કરવા માંગે છે એ

સર્વનો હેવાલ હવે પછી આપ સમક્ષ રજુ થશે; જે ઉપર આ ગૃહસ્થો ત્થા બ્હેનોનું પૂરતું લક્ષ રોકવા ખાસ આગ્રહ કરૂં છું. સમાજમાં અત્યારે પોકાર ઉઠી રહ્યો છે કે ઉન્નતિ માટે કેળવણીની મુખ્ય જરૂર છે. કેળવણીનો અર્થ ફક્ત નિશાળમાં શીખવાની વિદ્યા માંજ સમાયલો નથી. જેમ ઘઉંના અનેકાનેક પકવાન થાય છે તેમ કેળવણીના જુદા પ્રકારો છે. આપણામાંનો ઘણોખરો વેપારી વર્ગ અને બાકીનો નોકરિઆત વર્ગ છે; એટલે આપણે માટે કેળવણીનું સાધન આવા મિત્રમંડળમાં વિચારની આપ લે, વર્તમાનપત્રો માસિક વિગેરેનું વાંચન છે; તો એની યોજના જેમ બને તેમ કેળવણી કરી, આપણી ભવિષ્યની પ્રજાની ઉન્નતિનો રસ્તો મોકળો કરી તેમના કોમળ અંતઃકરણના આશીર્વાદની લ્હાણુ લેવા કેમ તક ગુમાવો છો? આ કાર્યમાં મારા મુરબ્બીઓ, આપના તન. મન અને ગજા પ્રમાણેના ધનની પણ જરૂર છે. પૈસો આજ છે અને કાલ નથી તો પછી પુણ્ય પરમાર્થને માર્ગે એનો ખર્ચ કેમ ન થવો જોઇએ? આથી મારૂં કહેવું એમ નથી કે "ઘરના છોકરા ઘંટી ચાટે ઉપાધ્યાને આટો" જે કાંઇ કરવું તે સૌ સૌની શકિત ઉપરાંત નહિ અમારૂં ખાસ કહેવું છે. આટલીજ મારી યાચના છે. મહાશયો, આપ તમો એવો અર્થ કરશો નહિ કે આ તો સન્માન કે નોતરૂં. નહિ નહિ. એમ માનવા લેશ માત્ર પણ અવકાશ આપશો નહિ. એતો

આપનું યથાયોગ્ય સન્માન કરી આપ સદ્‌ગૃહસ્થોની અમારી તરફ અમારાં કાર્યો અને હીલચાલો તરફ હંમેશ મીઠી નજર રહે તેને માટે યાચના છે. મુરબ્બીઓ, આ જેવા તેવા સ્વાગતથી હાલ સંતોષ માનજો. આથી વધુ સ્વાગત કરવા અમને તમારી તરફથી પરમેશ્વર વધુ શક્તિ આપશે ત્યારે તેનો લાભ પણ આપનેજ છે. આટલા મારા અંતઃકરણના હર્ષોદ્‌ગાર કાઢી, સભાને મારા હૃદયની શુભ લાગણીઓથી વધાવી બેસી જવાની રજા લઉં છું.

ૐ શાંતિ । શાંતિ ।। શાંતિ ।।।